# નોંધ

**પૃ.૧૭૦, લી. ૧૩ : શુદ્ધ ચિત્તનો ધર્મ**–ચિત્તની શુદ્ધિની ાારતમ્યતાના પ્રમાણમાં, ચિત્તશુદ્ધિને માર્ગે લાગ્યા પહેલાં ાામ કરેલા શુભાશુભ સંસ્કારની તારતમ્યતાના પ્રમાણમાં .થા પૂર્વશિક્ષણ, પરિસ્થિતિ ઇત્યાદિને લઈને એ ધર્મના ેર્ણયમાં ફરક પણ હોય. પોતાના ખાનગી સુખ માટે, ાાતાનાં દુઃખ કે પરિશ્રમ ટાળવાની ઇચ્છાથી અથવા ાઈ પણ મનુષ્ય કે વસ્તુ માટે વધારેઓછા રાગ-દ્વષાદિથી મમત્વથા પ્રેરાઈને એ ધર્મ ન કર્યો હોય, એટલું એ ાર્વે નિર્ણયોમાં સામાન્ય તત્ત્વ હોવું જોઈયે. સત્ય, અહિંસા, રુણા એ એ ધર્મની નિર્ણાયક ભાવનાઓ હોય.

**પૃ. ૧૭૪થી શરૂ થતો ફકરો:** રામ અને કૃષ્ણનાં ારિત્રના તાત્પર્યમાં અહીં ભેદ દર્શાવ્યો છે તે ભેદ બે પ્રકારના ાક્તોમાં ઉતર્યો છે એમ કહેવાનો આશય નથી. રામભક્તો ામને પણ પતિતપાવન, અધમોદ્ધારક, ભાવના ભૂખ્યા,

ભક્તાધીન વગેરે ગુણોયુક્ત જ જુએ છે; તે જ પ્રમાણે રામની પણ બાળલીલા વગેરેનાં રસયુક્ત કીર્તનો ગાય છે. એમ કહી શકાય કે રામભક્તોએ રામને નામે કૃષ્ણને જ ભજ્યા છે. આપણી પ્રકૃતિ સૌમ્યભાવને જ પૂજવાવાળી છે; કડકાઈને નહિ.

**પૃ. ૧૭૫, લી. ૧૩:** ગીતાના આ શ્લોકો જુઓઃ—

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।<br>
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥<br>
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।<br>
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥<br>
मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।<br>
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥

अ० ९—श्लो० ३०-३१-३२

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।<br>
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥<br>
सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।<br>
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

अ० १८—श्लो० ६५-६६

